# માતૃભૂમિ નોગામા.

જનની જણે તો ભક્તજન, કાં દાતા કાં શુર;
નહિ તો રહેજે વાંઝણી. પણ મત ગુમાવીશ નુર. ”

—લેખક તથા પ્રકાશક—

**જીવણજી દુલ્લભભાઈ પટેલ.**

જનની જન્મભૂમિ સ્વર્ગથી
પણ અધિક છે.

સને ૧૯૨૦.

# માતૃભૂમિ નોગામા.

જેની ઉત્તર દિશાએ જેમાં નહાવાથી પુણ્ય લાગે છે એવી પરમ પવિત્ર અંબિકા નદી વહી રહી છે, દક્ષિણ દિશાએ અને તેની આસપાસના ખુણાઓ ઉપર ખેતી કરવામાં અને પરોણા ચાકરી કરવામાં ઉત્તમ એવી પાટી-દાર જાતિ વસી રહેલી છે, જેની પશ્ચિમે બ્રાહ્મણ જાતિના એક વર્ગ અનાવિલ બ્રાહ્મણો જેવી પવિત્ર જાતિ વસી રહેલી છે, જેની પૂર્વમાં કાળી પરજને નામે ઓળખાતી પણ વિશ્વાસુ અને મહેનતુ એવી જાતિઓ વસી રહેલી છે. જેના ઉપર ક્ષત્રિય–રજપુત–કુળમાંથી ઉતરી આવેલા કોળી ભાઇઓ, વિશ્વકર્માના કુળમાંથી ઉતરી આવેલા સુતાર લુહાર ભાઇઓ, ધર્મ, અહિંસા, પવિત્રતા, અને જીવદયાની મૂર્તિરૂપ પરમ પવિત્ર એવા જૈન ભાઇઓ, ઇસ્લામ કુળ દિપક—ઇસ્લામ કુળને શોભાવે એવા—ઇસ્લામી ભાઇઓ, વસી રહેલા છે એવી પૂજ્યા **અને** સમર્થા **માતૃભૂમિ નોગામા તને પ્રણામ! એકવાર નહિ પણ કરોડો વાર પ્રણામ!**



# માતા આમ કેમ ?

વ્હાલી માતા—માતૃભૂમિ નોગામા—આજે તું ઉદાસ કેમ ? આ તારી આંખમાંથી ચોધાર આંસુઓ વહી રહેલાં છે, તારા માથાના બાલ ગમેતેમ વીખરાઇ રહેલા છે, તારાં શરીરનાં કપડાં પણ ગમેતેમજ છે, તારા મુખ ઉપરની લાલી કયાં જતી રહી છે, તારો ચેરો તદ્દન ફીકકો છે, તારૂં શરીર તદ્દન સુકાઇ ગયેલું લાગે છે, તારા આ બધા પુત્રો પણ તદ્દન નિસ્તેજ, અને ઉત્સાહ વગરના જણાય છે એનું કારણ શું અને આમ કેમ ?

માતા—અરે ! આ સવાલો પૂછનાર કોણ ? ભાઇ તમે કોણ છો ? અને કયાંથી આવો છો ?

પુત્ર—વહાલી માતા ! હું તારો છોકરોજ છું અને તારાથી દૂર વસતો હતો તે આજે તને મળવા આવ્યો છું.

માતા—અરે ! તું મારો છોકરો છે ? નહિ નહિ, તેમ નહિ હોય ! કોઇ બીજાજ હશો.

પુત્ર—ના માતા ના, હું તારો છોકરોજ છું.

માતા—અરે ! હું તેરસો સંતાનની માતા, તેમાં કેટલાક તો મારા પૈસાદાર, ઇજતદાર, અને જમીનદાર છોકરાઓ પણ છે તેમાંથી આવા સવાલો કોઇએ પૂછયા નહિ અને

આજે તમે પૂછો છો તો ભાઇ સાચુંજ કહો મને વિશ્વાસ આવતો નથી મારૂં હૈયું ભરાઇ આવે છે સાચું કહો ! તમે કોણ છો ?

પુત્ર—માતા ! હું તારો છોકરોજ છું, તું શાંત થા, અને તારી બધી દુઃખની હકીકત કહે—કે—તારાં દુઃખો દૂર કરવા હું મહેનત કરીશ.

માતા—( આંખમાંથી ચોધાર આંસુ વહાવી ) વ્હાલા પુત્ર ! મારૂં હૈયું ભરાઇ આવ્યું છે, શરીર કંપે છે, જીભ ઉપડતી નથી દુઃખની વાત કેમ કરી કહું ?

પુત્ર—માતા ! હું તને અભય વચન આપું છું કે જ્યાં સુધી આ દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી તારા સુખને માટે મહેનત કરીશ, તારાં દુઃખો દૂર કરવા તૈયાર રહીશ, અને ટુંકમાં બનતી સંભાળ જરૂર લઇશજ અને તારે પેટે જન્મ લઇ તારા નામને લજાવીશ નહિ પણ જગતમાં તારા નામને અમર કરીશ. બસ ! હવે તો ધીરજ આવે છે ને ? કહે ત્યારે હવે તારાં દુઃખોની વાત !

માતા—ભાઇ ! તમારા “ જગતમાં તારા નામને અમર કરીશ ” એ શબ્દોથી મારામાં નવું જીવન એકદમ આવ્યું છે, મારી નસેનસમાં ઉત્સાહની લહેરી જોસબંધ દોડી રહી છે, મારી આંખોમાંથી વહેતાં આંસુઓ પ્રેમ અને હરખના રૂપમાં પલટાઇ ગયાં છે. મારા સુકા શરીરમાં

પણ જાણે કંઇ અજબજ જોર આવી રહ્યું છે હવે હું બધી વાત કહું તે સાંભળો:—

**ભાઇ !**

જ્યારથી મોટી નિશાળ નાની થઇ ગઇ ત્યાર પછીથી મારાં અનેક બાળકો ભણ્યા વગર અભણ રહ્યાં છે અભણતાને લીધે આમ તેમ ભટકે છે, લડાઇ ટંટા કરે છે, અને હરહમેશ મને પજવે છે. મારી પાડોશણ બહેન ગણદેવા અને ટાંકલના છોકરાઓ સાત સાત ચોપડી ભણે છે, માસ્તરો અને તલાટીઓ થાય છે ત્યારે મારા આ છોકરાઓ બિચારા શું કરશે? શું એઓ મજુરી કરી બીજાઓના ઠોંસા—ખાવાજ પેદા થયેલા છે? જ્યારે ગણદેવા ટાંકલના પુત્રો સભાઓ ભરી ભાષણ આપશે ત્યારે શું આ મારા પુત્રો એક ખુણે બેઠી તે જોયા કરશે? ભાઇ આવાં અનેક દુઃખો છે તે બધાં કહું તો પાર ન આવે. તમોને પણ બહુ કામ હશે માટે ટુંકમાંજ કહું છું. ભાઇ દુઃખમાં ને દુઃખમાં હું મારી પહેલાંની વાતો પણ ભૂલી ગઇ છું. શું મારી હમેશાંજ આવી દશા છે? જો તમે જાણતા હોય તો કંઇ કહો !

પુત્ર—માતા ! તમારી હમેશાં આવી દશા નથી. એ તો માત્ર આજેજ છે અને તે પણ થોડા વખતને માટેજ. પૂર્વે તારો પ્રતાપી પુત્ર લાલા વલ્લભ કે જેની ચોતરફ હાક વાગી

રહી હતી, ઇસ્લામ કુળદિપક છજ્જુભાઇ કાલુભાઇ કે જેઓ સુરત અઠ્ઠાવીશીમાં પ્રખ્યાત—જાણીતા—થઇ રહ્યા હતા, કોળી કોમ દિપક પટેલ પ્રેમાભાઇ નાનાભાઇ કે જે ચીખલી અને સુપા પરગણાની કોળીની પંચમાં સર્વને ધ્રુજાવી રહ્યા હતા આ સર્વ વખતે તો તારી આબરૂ જ્યાં ત્યાં ફેલાઇ રહી હતી. આજે પણ માતા ! તું કંઇ બાયલા છોકરાની માતા નથી. જે ઇસ્લામ કુળદિપક છજ્જુભાઇ કાલુભાઇ સુરત અઠ્ઠાવીશીમાં પંકાઇ રહ્યા હતા તેના બહાદુર પુત્રો હુસેનભાઇ છજ્જુભાઇ અને રસુલભાઈ છજ્જુભાઇ તથા એજ કુળમાં યુવકોમાં મોસમભાઇ દાદામીયાં તથા સુલતાનભાઇ ઉસ્માનભાઇ પટેલ તથા જીવાભાઈ નુરખાં અને ઉગતા યુવકમાં વિદ્યાથી શણગારાયલા એવા નુરમીયાં હુસેનમીયાંભાઇ તથા તારાથી હાલ દૂર વસેલ તારા નામને શોભાવે એવા સરદાર ભાઈ ઇસ્લામ કુળને શોભાવી રહ્યા છે.

કોળી કોમમાં જે પટેલ લાલા વલ્લભની વીર હાક ચારે દિશામાં વાગી રહી હતી તે કુળમાં ધનધાન્ય, પુત્રપરિવાર, અને બહોળા કુટુંબ તથા અસંખ્યાત સગાંવહાલાંઓના સમૂહથી શણગારાય રહેલા એવા વૃદ્ધ પટેલ મોરારભાઈ લાલભાઇ તથા તેમના સુપુત્રો દુર્લભભાઇ મોરારભાઇ તથા દાજીભાઈ મોરારભાઈ વગેરે અને એઓના બહોળા કુટુંબના જથામાં પટેલ રણછોડજી હરિભાઈ તથા પટેલ પરભુભાઇ

કલાભાઈ તથા વૃદ્ધ આગેવાન પટેલ દાજીભાઇ પરાગભાઇ તથા ખુશાલભાઇ છીબાભાઇ વગેરે પણ આજ તારી સોડમાં છે.

આજ કેટલાં વરસથી પોતાની દેખરેખ નીચે ગામની સર્વ પ્રજાને કોઈ પણ જાતનું દુઃખ આપ્યા વિના પુત્રરૂપ પાળતા આવેલા એવા ગામના પિતારૂપ પટેલ હરિભાઇ મોતીભાઇ તથા તેમના વિદ્વાન પુત્ર ભીખાભાઇ હરિભાઈ તથા એજ કુળમાં કોરટોનાં કામકાજથી માહિતગાર એવા વકીલ રૂપ પટેલ ભગાભાઈ મોતીભાઇ તથા ખેતીના કામમાં રસભેર ભાગ લેનાર પટેલ કુંવરજી પ્રેમાભાઇ તથા દેવાભાઇ વલ્લભભાઇ વગેરે પણ આજે હિંમત નહિ હારતાં બહાદુરપણે આગળ ઉભા રહે એવા બહાદુર પુત્રો છે.

આ સિવાય કોળી કોમમાં પટેલ છીબાભાઇ કલાભાઈ તથા સુદામાજીને વેષે રહેતા ભક્તિના કામમાં અડગ એવા ભગત પરસોત્તમ રતનભાઇ કે જેની સોબતથી તારા આ ગરીબ પુત્રને ઇશ્વર ભક્તિની લે લાગી હતી અને હજુ લાગી રહેલી છે તે સર્વ કાયમ છે.



# જૈન કુળ.

અહિંસા, જીવદયા, વગેરેથી શણગારાયેલ અને ધનથી ભરપુર એવા ઉત્તમ જૈન કુળવાસી શા૦ ખુશાલજી ગલાલજી તથા શા૦ ગુલાબચંદ ગલાલજી તથા શા૦ નાનચંદ ગલાલજી તથા શા૦ દેવચંદ હીરાજી તથા શા૦ ભીખાજી હીરાજી તથા શા૦ રાયચંદ હીરાજી તથા શા૦ જેચંદ પેમાજી તથા શા૦ ધના રામાજી તથા શા૦ અમીચંદ ભગવાનજી તથા શા૦ લાલાજી જોધાજી વગેરે જૈન કુળને શોભાવી રહ્યા છે. એ પવિત્ર જૈન કુળના વસવાટને લીધે વખતો વખત પવિત્રતાની મૂર્તિરૂપ જૈન મુનિ—સાધુઓ—નાં પવિત્ર પગલાં તારા ઉપર આવે છે અને તને પાવત્ર બનાવી જાય છે, આ સિવાય વિશ્વકર્માના કુળવાસી સુતાર ભાઇઓમાં મીસ્રી પરસોત્તમ ભીખાભાઇ વગેરે પણ ઉત્તમ કારીગીરીથી ચારે દિશામાં તારાં નામને અમર કરી રહેલ છે.

માતા ! આ તારો વીરતા ભરેલો ઇતિહાસ છે કેમ હવે સંતોષ થયો ને ? હા પુત્ર હા ! ભાઇ હવે તમે નિશાળ મોટી બંધાય તે માટે જલદી મહેનત કરો મારી શુભ આશિષ છે.

પુત્ર—માતા ! એ આજ્ઞા—હુકમ—માથે ચઢાવી હું તે કામ માટે જાઉં છું. વિદાય થતી વખતના સાષ્ટાંગ દંડ વત પ્રણામ !

# ઇસ્લામી ભાઇઓને !

## બેરાદર ઇસ્લામી ભાઇઓ અને વડીલો !

શું આપણી માતૃભૂમિ નોગામાનાં બાળકો મોટી નિશાળ વિના અભણ રહેશે ? અરે તમો તે જોઈ રહેશો ? અરે ! જે ભૂમિના ઉપર આપણે જન્મ્યા, જેમાંથી પાકેલ રસકસ ખાઇ મોટા થયા અને અંતે જે ભૂમિમાં સમાવેશ થવાનો છે તે ભૂમિનાં બાળકો માટે એક નિશાળ નહિ બાંધીએ એ શું કલંક રૂપ નથી ? શું આપણને તે શોભારૂપ છે ? આપણો પવિત્ર ઇસ્લામ ધર્મ, ઇલ્મ—વિદ્યા ને ઓછી પાયરી નાં છે એમ ગણે છે ? ના ના, તેમાં તો ઇલ્મને મોટો દરજ્જો આપેલો છે. બસ ! ત્યારે નિશાળ બંધાવી આપણાં બચ્ચાંઓને ઇલ્મ—વિદ્યા—પઢાવવી એ આપણી ધાર્મિક ફરજ છે. ધર્મની ફરજ બજાવતાં પ્રાણ જાય તો ભલે પણ પાછી પાની થઇ શકેજ નહિ. આજે આપણા ઇસ્લામ કુળદિપક મહમદઅલી અને શૌકતઅલી તરફ જુઓ ! ઇસ્લામ અને હિંદુસ્થાનને માટે તેઓ શું શું ખમી રહ્યા છે. અરે ! એ બે ભાઇઓએ તો જગતભરમાં વસતિ ઇસ્લામી પ્રજાના ભલા માટે અને આખા હિંદુસ્થાન દેશને માટે પહેલ કરી છે ત્યારે આપણે તો ફકત આપણા ગામને માટેજ એક નિશાળ બાંધવાની છે તે શું બહુ ભારે છે ? ના ના બસ ! ઉઠો કમ્મર કસો ! અને કામ પૂર્ણ ન થાય ત્યાં સુધી બેસો નહિ.

# જૈન ભાઈઓને !

## પૂજ્ય જૈન ભાઇઓ અને વડીલો !

નોગામાની ભૂમિનાં ધનભાગ્ય છે કે તેના ઉપર પવિત્રતા અને જીવદયાના હિમાયતી એવા આપ જૈન ભાઇઓ આવી વસેલા છો. જૈન કુળ અને જૈન ધર્મનો જેણે જરાતરા પણ અભ્યાસ કરેલો હશે તે સારી રીતે જાણતા હશે કે હિંદુસ્તાન દેશની અંદર જૈન કોમ કયો દરજ્જો ભોગવે છે. જૈન કોમે હિંદુસ્તાનની કીર્તિ સમસ્ત આલમમાં ગણતરી ન થઈ શકે એટલા પૈસા ખરચી ફેલાવેલી છે તે કોણ નથી જાણતું ?

શેત્રુંજા—ગિરનાર વગેરે આકાશ સાથે વાત કરતા પર્વતો ઉપર જે દહેરાં હેરત પમાડે એવી કારીગીરીથી બાંધેલાં છે તે જોઇ આજે યુરોપ અને અમેરિકા પણ પોંચાં કરડે છે. ધન્ય છે ! એ પુન્યશાળી દહેરાં બંધાવનાર વીર નરોને ! અને ધન્ય છે ! એ જૈન કુળને ! કે જેણે હિંદુસ્થાનનું આજ પડતી દશામાં પણ જગત્ ભરમાં નામ રાખ્યું છે. એજ પ્રમાણે ધન્ય છે ! નોગામાની ભૂમિને ! કે હિંદુસ્થાનનું નામ રાખનાર જૈન કુળવાસી જૈન ભાઇઓ તેના ઉપર વસેલા છે.

હે જૈન ભાઇઓ ! તમારા પૂર્વજોએ હિંદુસ્થાનનું નામ આખા જગત્માં ઉત્તમ બાંધકામો કરી રાખ્યું છે અને એટલુંજ નહિ પણ એ દેવળોમાં કરોડો લોકો જાત્રા કરી

આજે પોતાની જીંદગી પવિત્ર કરે છે તે પ્રમાણે નોગામા ગામની ભૂમિ ઉપર નિશાળ જેવું એક નાનકડું બાંધકામ થાય તો તે શું આપના જૈન કુળને શોભારૂપ નથી શું ? એ નિશાળ રૂપ દહેરાંમાં હજારો બાળકો ભણી ગણી પોતાનાં જીવન ઉત્તમ નથી બનાવવાનાં કે ? અરે ! એ નિશાળ રૂપ દહેરાંની કિંમત તો સર્વ કરતાં અધિક છે. અરે ! એ નિશાળ રૂપ દહેરાંમાં તો પ્રભુનાં વહાલાં બાળકો ભણવાનાં છે. એ બાળકો એજ આપણું ખરૂં ધન છે, એ બાળકો એજ આપણી ખરી મિલ્કત છે, એ બાળકો એજ ભવિષ્યના આપણા વારસો છે, અને એ બાળકો એજ આપણા તારક—તારનાર છે. અરે ! બાળકની કિંમત કરી શકવાને કોણ શકિતમાન છે. બસ ! બસ! આપણાં વહાલાં એ બાળકોના લાભ માટે તમારાં હૃદયને નિશાળ બનાવો, તમારી ત્રીજોરીનાં બારણાં ખુલ્લાં મૂકો તથા પવિત્ર હાથને લંબાવી નિશાળ બંધાવો ! બંધાવો !! બંધાવો !!!

# કોળી ભાઈઓને !

**જે રજપુત જાતિએ માતૃભૂમિના હિત માટે પોતાના પ્રાણોનું બળિદાન આપેલું એવી જાતિમાંથી ઉતરી આવેલા કોળી ભાઈઓ !** આજ તમારી આગળ કયા શબ્દોમાં વાત કરૂં કે જેથી તમોને તમારા પૂર્વજોનું

ભાન થાય ? આજ તમે એમજ માની રહેલા છો કે હમે તો એક ગરીબમાં ગરીબ અને અભણમાંઅભણ જાતિ —જાત છીએ. ખેતીવાડી અને મહેનત મજુરી કરી જંઇ તંઈ દહાડા કાઢવા એ હમારૂ કામ છે. અમે શું કરી શકીએ ? અમારાથી શું થાય ? આ આજ તમારી પાસે વારસામાં છે.

ભાઈઓ ! તમારો પૂર્વનો ઇતિહાસ વીરતાથી ભરેલો છે. પરંતુ તે તમારી આગળ શી રીતે રજુ કરૂ. જે શબ્દોમાં તે ઇતિહાસ લખાએલો છે તે શબ્દો સમજી શકવાને આપણી પાસે ભંડોળ નથી. દાખલા તરીકે હજારો રૂા. ની ગાંસડી માથા ઉપર છે અને એક જંગલમાં જઇ ચઢયા ત્યાં ખુબ ભૂખ લાગી. રૂા. તો છે પણ ત્યાં અનાજ દેવતા વગેરે નથી તો તે રૂા. શા કામના ? તેવી આપણી આજે દશા છે. આ દશામાંથી મૂકત થવા માટે ગામની નિશાળ મોટી બંધાવવી અને આપણાં એકેએક બાળકને ભણાવવાં એજ ખરો રસ્તો આપણે માટે છે.

જ્યાં સુધી આપણે નિશાળ બંધાવીશું નહિ અને આપણાં બાળકોને ભણાવીશું નહિ ત્યાં સુધી આપણી મિલકત અતે પૈસા તે જીવ વગરના દેહ સમાન છે.

રામાયણના લખનાર વાલ્મીક એક કોળીજ હતા પણ વિદ્યા ભણવાથી રૂષિ થયા હતા. આવાં આવાં અનેક દૃષ્ટાંતો છે.

કોળી ભાઇઓએ નિશાળ બાંધવાના કામમાં બનતી સર્વ મદદ આપવાની છે ગામમાં વસ્તીનો મોટો ભાગ કોળીનો છે વણિક અને મુસલમાન વગેરે ભાઇઓ તો બહારગામ મોકલીને પણ પોતાનાં બાળકો ભણાવી શકશે પરંતુ આપણે કોળી ભાઇઓ તેમ કરી શકવાના નથી. દરેક કોળી ભાઇને ભલામણ છે કે પોતાથી બનતી મદદ આપી આ મહાન જરૂરનું કામ કરવામાં પાછી પાની કરવાની નથી. કોળી કોમને માટે કોળી કોમના આગેવાનોએ સર્વને સમજાવી મદદ લેવાની છે. હમોને આશા છે કે સર્વ કોળી ભાઇઓ આ કામમાં મદદ આપશેજ.

# છેવટ.

ઇસ્લામી અને જૈન ભાઇઓ ! તમારા કરતાં કોળી ભાઇઓની વસ્તિ વધારે છે પરંતુ તમારા જેટલી સાહસિકતા તેઓમાં નથી જેથી નિશાળના કામમાં સામે મોખરે તમારે ઉભા રહેવાનું છે. તમારી સાથે મદદમાં તો તેઓ જરૂર છેજ. કોળી એ પણ તમારા ભાઈજ છે. આજે હિંદુસ્થાનમાં પણ હિંદુ અને મુસલમાનની એકતા જોસબંધ થવા લાગી છે, તેવા વખતમાં આપણા નોગામાના હિંદુ અને મુસલમાન ભાઇઓએ પણ હાથમાં હાથ મેલાવી એક થઇ નિશાળ

બાંધવાના કામને પાર પાડવાની જરૂર છે. નિશાળ બાંધવા રૂપી એક મહાન લડાઈ લડવાની છે તેમાં લશ્કરની સરદારી જૈન અને ઇસ્લામી ભાઇઓએ લેવાની છે અને લડવૈયા તરીકે કોળી ભાઇઓએ તૈયાર થવાનું છે. હમેંશા નિયમ છે કે, લશ્કરમાં સરદાર—ઉપરી જો બહાદુર હોય તો લડવૈયા પાછા હઠતા નથી. આ રંક સેવકને પૂરેપુરી આશા છે કે, હમારા આ જૈન અને ઇસ્લામી ભાઇઓની સરદારી નીચે જે કોળીભાઇઓ રૂપ લડવૈયાની સેના છે તે નિશાળ બાંધવા રૂપ લડાઇમાં અવશ્ય ફ્તેહ મેળવશેજ. અસ્તુ !

છપાવી પ્રસિદ્ધ કરનાર—
**જીવણજી દુલ્લભભાઈ પટેલ**
**નોગામા** તાલુકે **ચીખલી**

છાપનાર—
**ગોવીંદજી ડાહ્યાભાઇ નાયક**
છાપવાનું ઠેકાણું—
શ્રી “ **અનાવિલ** ” પ્રિન્ટીંગ પ્રેસ
બરાનપુરી ભાગળ
**સુરત.**

# આભાર પત્ર.

---

રા. પરમ કૃપાળુ ગુરુવર્ય શ્રી

પુરૂષોત્તમ ખંડુભાઇ નાયક.

મુ૦ દેગામ તા૦ ચીખલી.

અજ્ઞાનરૂપી કાટથી કટાઇને મટોડી જેવી થઇ ગયેલી નોગામાની ભૂમિને ખંત અને નિઃસ્વાર્થપણે વિદ્યારૂપી નિર્મળ જળથી માંજીને સોના જેવી ચકચકીત કરી વિદ્યા અને સાહિત્ય રસિક વિદ્યાર્થીઓ તૈયાર કરી જે મહાન્ ઉપકાર નોગામા ઉપર કર્યો છે તે માટે આપને કરોડો ઘણો ધન્યવાદ ઘટે છે.

લી૦

નોગામા તરફથી આપનો ઉપકાર
માનતો વિદ્યાર્થી અને સેવક

લેખક—